



# ભડળીવાક્ય.

પ્રસિદ્ધ કરનાર

શુકલ હરજીવન પુરૂષોતમ. [કઠલાલ]



નડીયાદ.

सत्यसागर प्रेस.



સંવત ૧૯૩૮

કીંમત ચાર આના.







રાજેશ્રી

## નહાલાલ લાલાજી

મજમુંદાર.

નેં

ોતા સાંભળવા તથા વાંચવાનો પૂર્ણ ભાવ,
ક્ષા, રસિક કવિતા રચવાની શકતી તેમજ
ભાષા સુધરતી, વખણાતી અને સ્વદેશમાં
ાની ઉત્કંઠા વગેરેથી તથા આ લઘુ પણ
સિદ્ધ 'ભવાની વાક્ય' પોથી ફુરસદે પ
ી થયેલા આભારની સ્મૃતિ અર્થે અ-

લિ૦

પ્રસિદ્ધ કરનાર.

૧૯૩૯ પ્રસ્તાવના

હાલના જમાનામાં ખેતી એક મો. વિષય થઈ પડયો છે. ગરીબ અને તવંગર, રંક અને ..ય, અ-ભણ અને ભણેલા, વગર સુધરેલ અને સુધરે.. એ સઘળાનું મન ખેતીને સુધારવા..ર લાગેલું છે; કારણ ખેતી એ એક અખુટ ભંડાર છે, તેમજ એ સર્વો..ઉ ધંધો છે. કહેવત પણ છે કે "ઉત્તમ ખેતી, મધ્ય વ્યાપાર, અને કનિષ્ઠ ચ.કરી" છે અને એ ખરૂ છે. આ ખેતીવાડીનો બાપ વરસાદ છે, અને તે ..નુકુળ તેમજ વખતસર હોય તો ખેતી કર.. તોમાં ઘણો ફાયદો થાય છે. આ ફાયદો માટે ખેડુતો જ્યાંથી જેઠ માસની કૃષ્ણપ.. ત્યાંથીજ વરસાદની રાહા અધીરા થઈ છે. એ લોકોજ રાહા જુએ છે એટલું.. તે સાથે બીજા ભણેલા બ્રાહ્મણો અ.. પણ જોતા બેસે છે. અને તે સમ.. વિદ્વાન પંડિતો અજમાએશ.. તાળા મેળવતા આવ્યા છે. ..માં ઘણું કરીને પ્રખ્યાત ભડળી..

નને આનંદ પમાડતા નજરે પડે છે અને સંભળાય છે અને એનાંજ વાકયો ઉપર મુખ્યં આધાર રાખીને ખેતી કરે છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જો કે ભડળી વાકયો તેઓ બોલે છે ખરા પણ તે ખરાં શુદ્ધ તેમજ અનુક્રમે હોય એમ નથી તેમજ બધાં તેમના જાણવામાં પણ ભાગ્યેજ હશે. આ વગેરે વિચાર આવવાથી આ જાણને લાભકારક થઇ પડે તેમજ ખેતીમાં શાહ્યકારક એવું "ભડળી વાકય" નામનું એક ના'નું પણ ઉપયોગી પુસ્તક સુજ્ઞ જનોની આગળ શોધી તથા સુધરાવી, પ્રસિદ્ધ કરી મુકુ છું.

ગ્રંથકાર ભડળી એ કોણ એ વગેરે વૃત્તાંત જાણવા પ્રમાણે આપવું જોઈએ એમ ધારી આ હેઠળ દર્શાવું છું.

તપાસ કરતાં પણ પુરતો આધાર મળી શકતો નથી તેથી ખાત્રી પૂર્વક કહી શકાતું નથી તોપણ દંતકથા વગેરેથી એમ જણાય છે કે સંવત ૧૨૧૨ અથવા એ અરસામાં મારવાડમાં હુદડ કે જેને ઉધડ પણ ઘણા લોકો કહે છે એ નામનો બ્રાહ્મણ જોતિષ કામમાં વધારે પ્રવીણ થઇ ગયો. હાલના પ્રમાણે તે ડા-

ણી નહોતો તેમ તે ધનવાન નહોતો, વળી શરીર ઉ પરથી તેને કોઈ તેજસ્વી પુરૂષ પણ ધારે એમ નહતું નહીં. હુદડ એક નાહ્ડાની ઝુંપડીમાં વાસો કીધો હતો અને પોતે પોતાનાં બકરાં વગેરે ચરાવતો આજ સ્થી તેમાં ગુજરાન ચલાવતો હતો અને ઘણું ખરૂં તે જંગલનોજ વાસી થતો એમ પણ કહેવાય છે. એના વિષે એક પ્રખ્યાત વાત કહેવાય છે કે જ્યારે સિદ્ધરાજ જયસિંહ સિદ્ધપુરમાં રૂદ્ર માળો બાંધવાનો આરંભ કર્યો ત્યારે તેને ખબર થવાથી. તેણે મુહુર્તને માટે હુદડ જોશીને બોલાવવા માણસો મોકલ્યાં હતાં. મોકલેલાં માણસો હુદડના ગામ પાસે આવી પહોંચ્યાં ને પુછ પરછ કરી તેની આશ્ચર્યકારક નાહ્ડાની ઝુંપડી શોધી કાહ્ડાડી પણ તે ઘેર નહોતો તેથી આમ તેમ માણસો તેને શોધતા હતા, એટલામાં તો હુદડ બકરાં ને આગળ કરી ખભે વાંસી મુકેલે તેમજ જોવા લાયક વેષે ચાલ્યો આવતો તેમણે જોયો; આજ હુદડ હશે એમ તેમને શંકા પણ ન થઈ કારણ એમણે જે વાં વખાણ સાંભળ્યાં હતાં તે પ્રમાણે ઉપરથી તો એ વિચાર પણ કદી કરે એમ નહોતું. હુદડ સાથે સેહેજ વાત થતાંજ જણાઈ આવ્યું કે જેને માટે આ-

ણે આવ્યા છીએ તે તો આજ દેવ મુર્તિ છે પણ આતે ત્યાં આવીને બકરાંનું મુહુર્ત જોશે કે રૂદ્રમાળાનું એમ કહી મનમાં હસ્યા. "ધણીને સૂઝે તે ઢાંકણીમાં." એમ કહી તેમણે વિચાર્યું કે રાજાનો હુકમ છે તો આપણે શું ? આપણે તો ગોઠીના ચાકર છીએ. આમ ધારી હુદડને વૃત્તાંત કહી સંભળાવ્યું. અને તેને પોતાની સાથે લેઈ સત્વર રસ્તો લીધો. હુદડે સ્નાનાદિક કીધા વિના બ્રાહ્મણ છતાં ભોજન રાજાનાં તેડવા આવેલાં માણસો સમક્ષ કીધેલું અને સિદ્ધપુર આવતાં તો જોશીબાવા પવિત્રના બનાવતા જમીન ખોદાવતા હતા એ સર્વનું જોઇ માણસો ખડખડીને હસ્યા પણ વધારે વાત લંબાવી નહીં. આખરે સિદ્ધપુર પહોચ્યા પછી હુદડને સિદ્ધરાજ આગળ રજુ કીધા અને સઘળો વૃત્તાંત કે જે પોતે જોઈ આશ્ચર્ય પામ્યા હતા તે છુપો કહી સંભળાવ્યો કે જેથી સિદ્ધરાજ પણ હસ્યો અને આશ્ચર્ય પામ્યો તેમજ વિચારવા લાગ્યો. જ્યારે રૂદ્રમાળાના પાટ મુહુર્તનો સમય થયો ત્યારે રાજમંડળાદી સર્વ તે ઠેકાણે મળ્યું અને સિદ્ધરાજે હુદડને પોતાના મનમાં ખુબ હસી એનું વિદ્યાબળ જોવા પાસો નાખવાના સ્થળ

આગળ બોલાવ્યો. સર્વ ક્રીયા થયા પછી. તે સ્થળે ખીલી હોહાઇ કે જે જોઈ હુદડે સિદ્ધરાજને કહ્યું કે આ ખીલી શેષ નાગના માથા ઉપર આવેલી છે કે જે કહેવું સાંભળતાંને વારજ સર્વ મંડળ ખડખડીને હસ્યું અને તેને ગાંડામાં ગણી કાહાડયો. સિદ્ધરાજે કહ્યું શેષ નાગ કયાં ને ખીલી કયાં? હુદડ તમે કહો છો તે માનવામાં આવતું નથી. હુદડે ખીલી કાઢીને જોવા વિનતી કીધી કે જે પરથી સિદ્ધરાજે કહાવી જોઈ તો અણી લોહીવાળી દીઠી અને તે જોતાંજ સિદ્ધરાજ તથા લોકો વિસ્મય થયા. ખીલી ફરી હોકાઇ કે તરતજ હુદડે કહ્યું કે આ બરોબર બેઠી નહીં તેથી અમુક વખતમાં રૂદમાળો પડશે. આ સઘળું થઇ રહ્યા પછી જોશી પોતાને ગામ ગયા અને ધંધે વળગ્યા.

આ વિના બીજી દંત કથા એમ કહે છે કે કોઈ રાજાના રાજ્યમાં ઘણા વરસ સુધી વૃષ્ટી ન થઇ કે જેથી પ્રજા પીડા પામવા લાગી, ગરીબ લોકો ભુખે મરણ પામ્યા, અને પશુ આદી પણ નાશ પામવા લાગ્યું જેથી રાજા ચીંતાતુર થયો અને તેણે બ્રાહ્મણોને એકઠા કરી સભા ભરી, વરસાદ ન આવવાનું કારણ

પુછયું પણ એ વિષે પુરતો જવાબ કોઈથી દેવાયો નહીં. કોઈએ સભામાં તેને કહ્યું કે હુદડ નામે એક બ્રાહ્મણ છે તે આવા કામમાં વધારે પ્રવિણ છે માટે આપ એમને બોલાવીને પુછો; જેથી રાજાએ તપાસ તપાસ કરાવીને પોતાની હજુરમાં બોલાવી બનેલો વૃત્તાંત કહ્યો અને તે સાથે તેને સમજાવીને કહ્યું કે જો તમો કારણ નહીં કહો અને તમારૂ વિદ્યાબળ અજમાવી વૃષ્ટી બંધ થઈ છે તે નહીં છોડાવો તો હું દેહાંત દંડ દેઈશ એ નક્કી સમજજો. બ્રાહ્મણભાઈ લાડુમાંજ શુરા અને તે સાથેજ લડાઈ કરવી ગમે પણ આતો મહા સંકટ આવ્યું તેથી હુદડ ગભરાયો તો ખરો પણ વિચારીને રાજાને કહ્યું કે જો હું કારણ આપને જણાવીશ તો મારૂં મૃત્યું થશે. રાજા બોલ્યો કે નહીં કહો તો હું દંડીશ નક્કી કર પણ એમજ થવાનું છે તો સારૂં તો એજ છે કે પ્રજાને માટે તમારે દેહ તજવો. "રાજ હઠ, બાળ હઠ અને સ્ત્રી હઠ" એ કેહેવત આ વખતે હુદડને યાદ આવી અને તેણે વિચાર્યું કે હવે ઉગરવાનો રસ્તો નથી. વિચારમાં જોઈ રાજાએ કહ્યું કે તમારા મૂઆ પછી કુટુંબનું હું પોષણ કરીશ માટે

એની ફીકર રાખવી નહીં. રાજાની હઠથી હુદડને તાબે થવું પડયું અને હુદડ રાજાને સાથે લેઈ ગામ માં નીકળ્યો અને એક કુંભારના ઘરમાં પેઠો; આમ તેમ જોતાં એક ગોદડી હાલતી દીઠી ત ઉપરથી તેણે રાજાને કહ્યું કે વરસાદને મંગળે બાંધ્યો છે અને તે અહીંજ છે માટે ગોત આદરીને હું તેને અહીંથી કાહાડું છું એમ કહીને તેણે ગોદડાને ઉપાડી તો ઝટ રાક્ષ ઉપાડી મંગળ હુદડની સામે થયો કે જેથી હુદડ ભય પામીને નાઠો પણ આખરે મંગળને તાબે થવું પડ્યું. હવે તારે જે કરી લેવું હોય તે ઝટ કરી લે એવું જ્યારે મંગળે કહ્યું ત્યારે હુદડે ક્ષમા માગી પણ મંગળે માન્યું નહીં. મંગળ છુટતાં વરસાદ તો સત્વર એકદમ થયા પણ બિચારો હુદડ બેહોશ થઈ ગયો પણ થોડીવાર સાવધ થઈને ઘેર ગયો અને ભડળીકે જે તેને એકજ ઘણી વાહાલી પુત્રી હતી તેને બનેલી વાત કહી; સાંભળતાંને વારજ ભડળી પિતાના દુઃખ પ્યારથી બહુ રડી. હુદડને પુત્ર નહીં તોપણ આ ઉપર કહેલી ભડળી નાનની ભણેલી પુત્રી હતી નાનપણથીજ તે ચંચળ હતી એટલુંજ નહીં પણ સદગુણી હતી. હુદડને પ્રાણ ત્યાગ થવા કરતાં પોતાની

વેધા જતી રહેશે તેનું વધારે લાગતું હતું કારણ એ કલપેટા થઈ તેણે વિદ્યા કોઈને ભણાવી નહોતી. આ-જ કારણથી આપણા આર્યોની વિદ્યાનો નાશ થયો. આપણા આર્ય જે એક વખત વિદ્યા, કળાકૌશલ્ય અને ચાતુર્યમાં પૂર્ણ હતા તેઓએ આજ એકલપેટા અ ગુણથી અમૂલ્ય વિદ્યા અને તેના સમ્બંધીઓને ખોઈ બેઠા છીએ એટલે આપણે જે જાણ્યું તે બીજાને કહ્યું નહીં અને તેથી છેવટ એ આપણું જ્ઞાન આપણા એકલપેટાપણાથી ગુપ્ત થઈ સહુન થયાથી પોતે છેવટ ખાઈ મુક્યું. કે જેથી પડતીનું કારણ થઈ પડ્યું. આ વિચારથી તેણે ધાર્યું કે હું મારી પુત્રીને જ શીખવું તો સારૂં પણ વળી મનમાં એમ થયું કે ભડગીએ મારૂં નામ ગણશે કે નહીં! ભડગી પ્રથમ કહેવા પ્રમાણે ડાહી અને ભણેલી હતી એ તેને યાદ આવે તેને સંતોષ થયો અને જેમ બન્યું તેમ ઝટ પોતાની વિદ્યા ભડગીને ભણાવી. ભડગી હોંશથી પુર્ણ વિદ્યા શીખી અને જો કે તેના પિતાતો થોડી વારે આ નાશવંત દુનીઆંનો ત્યાગ કરી મહાન પ્રભુ પાસે કરેલાં કર્મનું ફળ લેવા હાજર થયો પણ તેણે પિતાનું નામ અને પોતાનું પણ નામ અમર

કીધું. હુંદડ કરતાં તે ઘણી હોંશિયાર થઈ અને ઘણું માન પામી.

આ લઘુ પુસ્તકમાં જે લખ્યું છે તે ઘણું કરી ભડળી વાકયજ છે પણ ફક્ત માત્રા મેળના સંબધ્ધે કાંઈ જુજ ફેરફાર કરવામાં આવેલો છે એમાં તેણીએ દાદશ મ.સના વિચાર બનાવ્યા છે તથા એ શિવાય પરચુરણ બાબતો વિશે કવિતારૂપે ઘણું કર્યું છે. એના બોલ ઘણું વખતે ખરા પડે છે તેથી તે ગણિતમાં વધારે કુશળ હશે તથા જે જે તેણે બનાવ્યું છે તે તેણીની તથા વંશારેમાં પોતાના પિતાની અજમાયશ ઉપરથી બતાવ્યું હોય એમ લાગે છે.

"ભડળી વાકય" જેમ બને તેમ જલદી શોધન કરી બાહાર પાડવાનો આગ્રહ મારા પ્રિય મીત્ર વીઠલ નાગર તથા મણીલાલ ભાઈલાલનો હતો, જેથી તેમનો પણ આ પ્રસંગે આભાર માનું છું

આ લઘુ પણ ઉપયોગી પુસ્તકમાં કાંઇ ચૂક નજરે આવે તો માહારા આ પેહેલાજ યત્નને માટે સુજ્ઞ જનો દરગુજર કરશે એમ આશા છે.

મુ૦ કઠલાલ　　　　　　　　　　શી.

તા૦ ૬-૮-૮૨　　　　　　　　　　હ૦ પ૦ શુકલ.

# મંગળા ચરણ,

## પ્રભુ પ્રાર્થના.

સ્રગ્ધરાવૃત્ત.

આઈમે વિશ્વદેવા પ્રેમે હું સ્મરું, આપને જગપાળા;
આઈમે વિશ્વદેવા નમું નમું નમું હું, પૂર્ણ પ્રીતે દયાળા;
આઈમે વિશ્વદેવા સ્તુતિ કરૂ દિન હું, શુદ્ધભાવે પિતાજી;
આઈમે વિશ્વદેવા ગુણશુભ ઉચરૂં, થાઈ હું દાસ રાજી. ૧
વિશ્વાધીશા કૃપાળુ, કહિ શકુ મહિમા શું મતિહિન પ્રાણી
વિશ્વાધીશા કૃપાળુ વિમળ નમુ જમાં, કાંઈ એછે ન વાણી;
વિશ્વાધીશા કૃપાળુ કરિ કરિ કરૂણા, દાસને તો નિભાવો;
વિશ્વાધીશા કૃપાળુ ગણિનિજ મુજને, મેહર ઝાઝીજ લાવો
પૂર્ણાત્મા છોજ પોતે નથિ પ્રભુ તમમાં દીસતી કાંઈ ખામી;
નિર્વિકારી તમે છો અજર અમરછો, આપની છે ન દામી;
વિશ્વાધારા ભુદેવા અદ્‌ભુત રચિ છે, આતમે સર્વ માયા;
મ્હાડો પ્રાણી ગિરીયો નદપુર નદિયો, એ સહુ જગતરાયા;
ઝાડો આદે સહુ છે અનળ અનિળને, આભ એ આપથીછે
શોભે સર્વે ગ્રહો તે ગણ શશિ અને, સૂર્ય જે તાપથી છે;
તત્વો કીધાં પ્રભુ છે ગણિશુ શકુ હું, કૃત્ય શું હું વખાણી;
દીધા મેવા મિઠા છે અન બહુ વિધનું, ભારિ કરૂણાજ
આણી. ૪

બાકી કાંઈ ન રાખી પ્રભુ સુખ કરવા, હો કૃપાળુ સમર્થ;
ત્રાતા શું શું કથાર નહિ સાને લિખણી, પુણ્ય કથાજ અર્થ;
ઈચ્છા રાખી તમારા બળ બહુ બહુ છે, સુખકાર્યો સુધારો;
ન્યાયી પોતે પિતાજી ગુણ રહુ કહું, ને વહાલા તમારો. ૫

વસંતતિલકા

વિશ્વેશ હો દુખહરા નત તાપ હારા,
દેવાધિદેવ પ્રભુ હો કરુણાળુ સારા;
વિશ્રામ ઠામ ગણું હું નથી કાંઈ ખામી,
હે બ્રહ્મદેવ ભય ભંજન જગત સ્વામી. ૧
દાતાર નાથ જગમાં પ્રભુ હો ઉદારે,
શાન્તિકરા પ્રભુજી આશ્રય આપ ભારે;
વેદો ભણી સ્તુતિ મહાજન સૌ કરંતા,
યોગી રૂપી મુનિ મહા ચિત્તમાં ધરંતા. ૨

ગીતિ.

નાથ ભરુંસો ભારે, કરુણાળુ હો કરો કૃપા ધાતા;
મતિ નિર્મળ પ્રભુ આપો, નિશદિન આપ ગાય ત્રાતા
સાહ્ય કરો પ્રભુ કામે, હું નિત માંગું વિનતિ નાથ સ્વિકારો
દુખહર દેવ કૃપાળુ, આશ્રય મારે ખરો છે તમારો. ૧૦



## ભડળી વાકય.

દોહરો.

નામ ગણાવે ગર્ભનું, જોશિ એમ સદૈવ;
ગર્ભ કહે તે જાણજો, માસ માસમાં એવ. ૧

ચોપાઇ.

વાદળ વાયુ વિજ વરસંત, કડકે ગાજે ઉપલ પડંત;
ધનુષ અને પરિ વપે જાણ, હીમ પડે દશ ગર્ભ પ્રમાણ ૨

## कार्तिक मास.

દોહરા.

કાર્તિક સુદિ પડવા દિને, જો હોયે બુધવાર;

વર્ષ હોય તે કરવડું, ન કરિશ વળી વિચાર, ૩
દીવા વાતા પંચમા, આવે જો રવિવાર;
ધન કણ રાખ્યા સંગ્રડા, હું તુજ પુછું નાર, ૪
માળવડે મરકી થશે, દક્ષિણમાં ઉતપાત;
પૂર્વે વિગ્રહ જાગશે, ખળભળશે ગુજરાત. ૫

અખાકજપયનાં ચાલ.

કાર્તિક સુદિ બારશને દેખ, માર્ગશિર્ષ સુદિ દશમ પેખ;
પોસ સુદી પાંચેમ વિચાર, માઘ સુદી સાતમ નિરધાર;
તે દિન જો મેઘા ગાજંત, માસ ચાર અંબર વરસંત. ૬

દોહરા.

કાર્તિક સુદિ એકાદશી, વાદળ વિજળી હોય;
અષાડમાં ભડળી કહે, વરખા સાચે જોય. ૭
કાર્તિક સુદિ પૂનમ દિને, જો કૃતિકા કદિ હોય;
તેમાં વાદળ વિજળી, જોસ જોગશું સોય. ૮
કાર્તિકિ પૂનમ કૃત્તિકા, અદકી હોયજ જેમ;
પળો વધે જે વર્ષનાં, ભારે વરખા એમ. ૯

ચોપાઇ.

જૂઓ જોશિ કાર્તિકિ અમાસ, રવી શની ભોમે જો વાસ;
સ્વાતિ યોગ આયુષ તે પાસ, કાળ કરાવે નાસા નાસ. ૧૦

સુદિ બારશ મેઘો જો હોય, અશાડ માસે વરસે જોય;
માસ અવર પણ વરસે જાણ, કુંછે ભડલી સાચ પ્રમાણ. ૧૧

માર્ગસીર્ષ—ચોપાઇ.

મેઘ માર્ગસિર્ષ વદિ આઠેમ, હોય મેઘ શ્રાવણમાં નેમ;
દશમી વદિને પોષે માસ, શ્રાવણ વદિ દશમીએ વાસ. ૧૨

દોહરા.

જેષ્ટા મહાર્ગશિર્ષમાં, વળી તપે જો મૂળ;
બોલે ભડળી એમ જે, નિપજે અન્ન અતૂલ. ૧૩
માગશિર્ષ આઠમ ઘટા, વીજ સમેતી હોય;
તો શ્રાવણ વરસે ભલો, સાખ સવાઇ જોય. ૧૪

પોષ માસ—દોહરા.

પોસ સુદીની સપ્તમી, આઠમ નામે ગાજ;
ગર્ભ હોય તે જાણજો, સરશે સઘળાં કાજ. ૧૫
પોસ માસની સાતમે, પાણી ન જો હોય;
વરસે આડદ્રા સહી, જળ સ્થળ એકજ જોય. ૧૬
પોસ વદિની સાતમે, આભ વિજળી છાય;
શ્રાવણસુદિ પુન્યો દિવસ, નિશ્ચય વરષા થાય. ૧૭
પોસ વદી દશમી દિને, વાદળ ચમકે વીજ;
તો વરસે ભડ ભાદ્રવો, સાધો ખેલો ત્રીજ.

ઃ પોસ વદીની તેરશી, ચોદિશ વાદળ હો

પૂનમ અમાસ શ્રાવણી, જળધારા અતિ જોય. ૧૯
પોસ અમાંસે મૂળથી, સારા ચ્યારે માસ;
નિશ્ચય બાંધો ઝુંપડાં, વસો સુખેથી વાસ. ૨૦
શનિ આદિતને મંગળો, પોસ અમાંસે હોય;
બમણા ત્રમણા ચોગણા, ધાન્ય મહુરગા સોય. ૨૧
સોમ શુક્રને સુરગુરૂ, પોસ અમાંસે હોય;
ઘર ઘર હોય વધામણાં, બુરાન માને કોય. ૨૨
ધનનો સૂરજ હોય તવ, મૂળાદિક નવ રક્ષ;
મેઘ સહિત જો જોઈએ, વરષા તો પ્રત્યક્ષ. ૨૩

માઘ માસ—દોહરા.

માઘે પડવે ઉજળી, વાદળ વાયુ બેય;
તેલ અને સરશવ ખરે, અતિશે મોંઘાં કુ'ય. ૨૪
મા' અજવાળી બીજ દિન, વાદળ વિજળી જોય;
તો ભાખે ભડળી ખરૂં, અન્ન મહરગા હોય. ૨૫
અજવાળી ત્રિજને દિને, વાદળ વિજળી પેખ;
ધઉં જવનો સંગ્રહ કરો, મોઘું હશેજ દેખ. ૨૬
મહા ઉજળી ચોથનો મેહ વાદળો હોય;
ન નાળિયર બેઉ એ, મોંઘાં સાચે જોય. ૨૭
અજવાળી દિને, વાયુ ઉત્તર વાય;
કે ભાદ્રવો, જળવિણ કોરો જાય. ૨૮

ચોપાઈ.

મહા માસમાં ન પડે સીત, મોંઘું જાણો અન્ન ખચીત;
પંચ હોય મા'માં રવિવાર, તો જોશી તું કાળ વિચાર. ૨૯

દોહરા.

અજવાળી છઠ મા' તણો, વાર હોય જો ચંદ્ર;
તેલ ઘીજ સાંધુ નહીં, ભાવે સાચો છંદ. ૩૦
ગાજે નહિં મા' છઠ દિને, મોંઘો હોય કપાસ;
સાતમ દેખો નિર્મળી, તો નવ સારી આશ. ૩૧
મહા સુદી જો સપ્તમી, સુર્યે નિર્મળો હોય;
ભડળી ભાખે એમ જે, જળ વિણ પૃથિવ જોય. ૩૨
સપ્તમિ મા'ની ઉજળી, વાદળ મેઘ કરંત;
અશાડમાં ભડળી કહે, ઘણો મેઘ વરસંત. ૩૩
મા' સુદી જો સપ્તમી, હેમ વીજળી હોય;
વરસે ચ્યારે માસમાં, શોચ કરો નવ કોય. ૩૪
મહા સુધી જો સપ્તમી, સોમવારિ દીસંત;
કાળ પડે રાજા લડે, નર સઘળાજ ભમંત. ૩૫
મા' જો સાતમ ઉજળી, આઠમ વાદળ હોય;
અશાડમાં તો ધુળિયા, વરષા જોશી જોય. ૩૬

ચોપાઈ.

ચંદ્ર આઠમે નિર્મળ હોય, વાદળમાં સૂરજ જો જોય;

તો ન્હા'સે રાજા ભય લેવ, એમ કહે જોશી સે'દેવ. ૩૬

દોહરા.

મા'ની નવમી નિર્મળી, તો સૂકો આષાડ;
કણ વેચી પોતૂ કરી, ભડળી કે દુખ ફા'ડ. ૩૮
અથવા નવમી નિર્મળી, વાદળ કરે વિયાળ;
ભાદરવે જળ આવશે, સરવર ફૂટે પાળ. ૩૯.
અથવા નવમી નિર્મળી, વાદળ રેખ ન જોય;
તો શ્રાવણ સૂકો જશે, મેહુ બુંદ નવ હોય. ૪૦
મા' નવમીનો ચંદ્રમા, મંડળ સહીતો વાસ;
અશાડમાં તો વરસશે, મૂકિશ નવ નિશ્વાસ. ૪૧
વાદળ મા' સુદિ પૂનમે, ઝાઝા પો'રજ હોય;
ચોમાસાના ચ્યારમાં, ક્રમથી મેઘા જોય. ૪૨
મહા સુદી પૂનમ દિને, ચંદ્ર નિર્મળો હોય;
પશુ વેચો કણ સંગ્રહો, કાળ હળાહળ સોય. ૪૩
મા' અંધારી સાતમે, મેઘવીજ ચમકંત;
માસે ચ્યારે વરસશે, ન કરો કોપણ ચંત. ૪૪
અંધારી નવમી મહા, મૂળ અર્ક જોવાર;
ભાદરવા નવમી વદી, વરસે જળ નીરધાર. ૪૫
અમાસ વાદળું હોય તો, કઈ ભાતે વેચાય;
ભાદરવાની પૂનમે, ચ્યાર પો'ર વરસાય. ૪૬

ફાલ્ગુન માસ—દોહરા.

ફાગણને પડવે વળી, સતભીષા કંઈ હોય;
તો તો કાળ પડે નકી, કહે સકાળ ન કોય. ૪૭
ફાગણ સુદની સપ્તમી, આઠમ નુમ ગાજંત;
અમોવાસિયા ભાદ્રવી, વરષા તો વરસંત. ૪૮

ચોપાઈ.

હોળી દિનનો કરો વિચાર, શુભ અને નવ શુભ ફલસાર.
પશ્ચીમનો વાયૂ જો વાય, સમય એજ સારો કે'વાય. ૪૯
વાયૂ જો પુર્વનો થાય, કોરોને કંઈ ભીનો જાય;
દક્ષિણ વાયૂ ધનનો નાશ, એ સમયે નવ નિપજે ઘાસ. ૫૦
ઉત્તરનો વાયૂ બહુ હોય, પૃથ્વિપર પાણી બહુ જોય;
જો વંટોળે ચ્યારે વાય, પ્રજા દુઃખમાં ઝૂરે રાય. ૫૧
જો વાયૂ આકાશે જાય પૃથ્વિ રણ સંગ્રામ બતાય;
ફાગણની પૂનમને દિન, હોળી સમયે પારખ કીન. ૫૨

દોહરા.

ફાગણ વદિ જો બીજ દિન, વાદળ હોય ન વીજ;
વરસે શ્રાવણ ભાદ્રવો, સાધો એસો ત્રીજ. ૫૩
મંગળ વારિ અમાંસને, ફાગણ ચેતી જોય;
પશુ વેચો કણ સંગ્રહો, પોસ દુકાળો હોય. ૫૪
શુક્ર અસ્ત જો હોય વળિ કદિ પણ ફાગણ માસ;

ભડળી હું કહું છું તને, કણબી ન દિયે છારા. ૫૫
પાંચ મંગળો ફાગણે, પોસ પાંચ શનિવાર;
કાળ પડે ભડળી કહે, વિરલા જીવે ધાર. ૫૬

ચૈત્ર માસ—દોહરા.

તિથી વધે તો ત્રણ વધે, નક્ષત્રે બહુ ધાન;
યોગ વધે તો રોગ બહુ, પે'લે દિન એ માન. ૫૭
ચૈત્રે દશ નક્ષત્ર જો, વાદળ વિજળી હોય;
ભડળી તો એમજ ભણે, ગર્ભ ગળ્યા સૌ હોય
રેવે પાણી ખરભડે, મૃગશિર વાયૂ વાય;
જેટલુ આવે પુનર્વસુ, એટલુ અન વેચાય. ૫૮

ચોપાઈ.

અજવાળી પખ ચૈત્રજ ભાખ, આઠ દિવસ વરસંતા રાખ;
નવમીને દિન વિજળી હોય, કાળ હળાહળ દેશ જોય ૬૦

અખાછપયની ચાલ.

ચૈત્ર સુદી રેવતડી જોય, વૈશાકે ભરણી જો હોય;
જેઠમાસ મૃગશર દીસંત, પુનર્વસુ આષાડ ચરંત;
જેટલુ નક્ષત્ર વરત્યુ જાય, શેર એટલા અન વેચાય. ૬૧

દોહરા.

ચૈત્રી બોળી પંચમી, વરખા કે કાં વીજ;
સાતમે શ્રાવણ હરે, નામે ભાદર લીજ. ૬૨

પુનમ દિન પડધા પડે, કોરા ચ્યારે માસ;
ભડળી હું તુજને કહું, જીવ્યાની શી આશ? ૬૩

ચોપાઇ.

પંચમ રોહણિ સપ્તમ અરૂદ્ર, નામે પુષચિત્રા પુનચંદ્ર;
ચૈત્ર, માંહિ વરસંતા દેખ, ગર્ભ શિયાળે વંઠયા પેખ. ૬૪

દોહાર.

સુદિની પડવે ચૈત્ર દિન, મેશ થકી નવ દીન,
હું તુજને ભડળી કહું, કશા થકી નવ બી'ન; ૬૫
ચૈત્રી પુનમને દિને બુધુ સોમ ગુરૂવાર;
ઘર ઘર હોય વધામણાં, ઘેર ઘેર મંગળા ચાર .૬૬
ચૈત્ર માસ દશ કૃષ્ણકા, જો કખુ કોરા જાય.;
તો ચોમાસે વાદળાં, ભલી ભાત વરતાય. ૬૭
અમાંશ તે જેટલિ ઘડિ, વરતી પત્રામાંય;
ભડળી શેરજ તેટલા, કાર્તિક અન વેચાય. ૬૮
અમાસ વદી ચૈત્રની, રવિ આથમતો જોય;
બીજે બાળો ઉગશે, સમો કહેશે સોય. ૬૯
ઉત્તર ઉત્તમ ચાલિયો, મધ્યે મધ્યમકાળ;
જો ઉગ કદિ દક્ષિણે, પૃથ્વિ પડે દુકાળ. ૭૦

ચોપાઇ.

અશ્વનિ ગળતાં અનનો નાશ, રેવતિ ગળતાં નવ જળઆશ;

ભરણી ના'સે તૃણથી સહી, વરશે નવ કૃતિકા જો અહીં.
ફાગણિ પાંચમ ચૈત્રી ત્રીજ, વૈશાકે પડવો ગણિ લીજ;
એહુ દીન જો ગાજે મેહ, લાભ સવાયો નહીં સંદેહ. ૭૨
અશ્વ નિગળી ભરણી ગળી, ગળિયાં જેષ્ટા મુળ;
પૂર્વાષાડા ધડકીયાં, ઉપજે સાતે તુલ. ૭૩
કૃતિકા તો કોરી ગઇ, આરદ્દ મેહુન બુંદ,
તો ભડળી કે' જાણવું, કાળ મચાવે ધુંદ. ૭૪
રોહિણિ માંહી રોહિણિ, એક ઘડી દેખાય;
હાથે ખપ્પર મેદિની, ઘર ઘર ભીખી જાય. ૭૫
આડદરાવરસે નહીં, મૃગશિર પવન ન જોય;
તાં ભડળી કે' જાણજે, વર્ષા બુંદ ન હોય. ૭૬
મૂલ ગળ્યા રોહિણિ ગળી, આરદ્દ વાજી જાય;
હળ વેચોને બળદ પણ, ખેતી લાભ ન થાય. ૭૭
મૃગશાર વાયુ ન વાયને, તપે ન રોહિણી જેઠ;
વીણે ગૌરી કાંકરા, માનો બેઠા બેઠ. ૭૮

વૈશાખ માસ—ગોહરા.

વૈશાખી પડવા દિને, વાદળી વીજ કરેહ;
દાણા વેચી ધન કરો, પૂરી સાખ ભરેહ. ૭૯
અખાતિજ તિથિને દિને, ગુરૂ રોહિણિ સંયુકત;
સહદેવ પણ એ ભણે, નિપજે અન બહુ જુકત. ૮૦

અખાત્રીજની ચાલ.

અખાત્રીજ રોહિણિ નવ હોય, પોષ અમાંસે મૂળ ન જોય
રાખી શ્રવણે હીન વિચાર, પુનમ કાર્તિકી કૃતિકાનધાર.
મા' મહિને ઉતપાત પ્રકાશ, કૈ ભડળી તો થાય વિનાશ ૮૧

જેષ્ટ માસ—દોહરો.

જેઠ સુદિ પડવા દિને, બુધવાર જો હોય;
મૂળ અષાઢી જો મળે, પૃથ્વિ કંપે જોય. ૮૨

ચોપાઈ.

જેઠ આગલી પડવા દેખ, કોણ વાસરા હૈયો પેખ;
રવિવારે બહુ વાયે વાય, મંગળવારે વ્યાધિ બનાય. ૮૩
બુધ અનાજને મોંઘું કરે, પ્રજા શનીવારે થરથરે;
ચંદ્ર શુક્ર સુરગુરૂને વાર, ભરે અન તો સહુ સંસાર. ૮૪

દોહરા.

જેઠી બીજે ગરજીયો, જો અજવાળી પક્ષ;
ગર્ભ ગળ્યા સહુ પાછલા, કહુ તુજને પ્રત્યક્ષ. ૮૫
જેઠ સુદીની બીજ દિન, આડદ્રા વરસંત;
ભડળી ભાખે જોશથી, નકી દુર્ભિક્ષ કરંત. ૮૬
જેઠ પક્ષ અજવાળિમાં, આડદ્રાદિક દશરિચ્છ;
સજળ હોય નિજળ કહો, નિર્જળ સજળ પ્રત્યછ. ૮૭
જેઠ બીજ અંધારી દિન, આધી ખંત ખાવંત;

થોડે થોડે દિવસે, ભક્ષણ દુર કરંત. ૮૮
દશમી જેષ્ટજ માસની, આવે જો રવિવાર;
પાણી ન પડે જન મરે, દુકાળ ભડળી ધાર. ૮૯
જેષ્ટ વદી દશમી દિને, શનિવાસર જો હોય;
પાણી હોય ન ધરણિમાં, વિરલા જીવે કોય.
માસ જેષ્ટમાં રવિ તપે, મહા શિયાળો જાય;
ભડળી તો તું જાણજે, પાણી નેવ ન માય. ૯૧
સ્વાતિ વિશાખા ચિત્રિકા, જેષ્ટ સુકોરા જાય;
ગર્ભે ગળ્યા પુડના સહુ, વણિક સાખી મીટાય. ૯૨

અષાડ માસ—દોહરા.

અષાડાધડ બાજડી, નાંમે નિરખી જોય;
સોમે શુક્રે સુરગુરૂ, જળ બંબારણ હોય. ૯૩
રવિ નાતો બુધ શનીજો, મંગળ વૃષ્ટિ ન સોય;
વળી સંજોગે શની પડે, વિરલા જીવે કોય. ૯૪
આષાડા ધડ પંચમી જો તવ થાશે વીજ;
દાણા સર્વે વેચીને, રાખો બળહદ બીજ. ૯૫
સુદી અષાડી પંચમી, ગાજત ઘન ઘમઘોર.;
ભડળી કે'તો જાણજે, મધુરો મેઘા શોર. ૯૬
ઘોરિ અષાડી પંચમી, વાદળ હોય ન વીજ;
વેચો ગાડી બળદને, નિપજે કાંઇ ન ચીજ. ૯૭

સુદી અષાડી સપ્તમી, શશિ જો નિર્મળ દેખ;
જા પિયુ તું તો માળવે, ભીખ માગવી પેખ. ૯૮
નવે અષાડી વાદળો, જો ગર્જે ઘનઘોર;
ભડળી ભાખે જોશથી, કાળ તણું ગણ જોર. ૯૯
અષાડ સુદી નવમી દિને, નિર્મળ ઉગે સુર;
ભરે બહુ આભાં કરે, મેહ હોય ભરપુર. ૧૦૧
જાણ ખરૂં ભડળી કહે, માસ ચાર વરસેય;
શોચન હાવાં કો કરો, જોશી શું જ કરેય. ૧૦૧
અશાડ સુદી નવમી દિને, વાદળડીનો ચંદ;
તો જાણે ભડળી ખરૂં, ભોમિ ઘણો આનંદ. ૧૦૨
શનિ આદિતને મંગળે, જો પો'ડે જદુરાય;
અન્ન બહુ મોઘું સહી, દુઃખ પ્રજાને થાય. ૧૦૩
શુદી અષાઢે બુધનો, ઉદય થયો જો દેખ;
શુક્ર અસ્ત શ્રાવણ થયો, મહા કાળ અવરેખ. ૧૦૪
આષાડી પુનમ દિને, વાદળ ભીનો ચંદ;
તો ભડળી જોષે કહે, સઘળા નર આનંદ. ૧૦૫
આષાડી પુનમ કદિ, નિર્મળ ચંદ્રા ભાસ;
પિયુ તું તો જા માળવે, હું દુખમાં કરૂં વાસ; ૧૦૬
આષાડી પુનમ દિને. ગાજ વીજ વરસંત;
હોય ન લક્ષણ કાળનાં, આનંદે તો સંત. ૧૦૭

આશાડે બુધ ઉગમે, શુક્ર શ્રાવણે માસ;
ભડળી હું તુજને કહું, કણબી ન પીયે છાશ. ૧૦૮
જેઠ ગયો આષાડને, શ્રાવણિયા તું જાય;
ભાદરવે જગ રેલશે, છઠે અનુરાધાય. ૧૦૯
ચીત્રા સ્વાતિ વિશાખડી, અષાડ વરસે માસ;
ચાસે નરા વિદેશાડે, સુકાળની શી આશ? ૧૧૦
પુર્વાષાડા શું લગે, દિન હોય શુભવાર;
ઘર ઘર હોય વધામણાં, ઘર ઘર મંગળધાર. ૧૧૧

ચોપાઈ.

આષાડી પુનમની સાંજ, દિન વાદળ હોયે નભ માંય;
પુર્વ દિશા ઉત્તર ઇશાન, જોર વહે તો સમયો માન. ૧૧૨
અગની નૈરૂત્ય વાયુ કોણ, ના'સે સમયો પવને જાણ;
દક્ષિણ પશ્ચિમ આધો એવ, કહે એમ જોશી સે'દેવ. ૧૧૩

શ્રાવણ માસ—દોહરા.

શ્રાવણ પે'લી ચોથમાં, જો મેઘો વરસાય;
ભડળી ભાસે મુજને, સાખ સવાઈ જાય. ૧૧૪
શ્રાવણ સુદિની પંચમી, પવન ચાલતો વાય;
ભડળી કે' દેશે ભલું, ગાને પક્ષિ વસાય. ૧૧૫
શ્રાવણ મહીંલી પંચમી, જોરે ધડુકે મેહ;
ચ્યાર માસ વરસે સહી, કહે એમ સે'દેવ. ૧૧૬

શ્રાવણ ૧શુકલા સપ્તમી, સ્વાતી જો યોગ;
બાળો નિરને અન ઘણો, ભડ પાયા સંજોગ. ૧૧૭
શ્રાવણ પે'લી પક્ષમાં, દશમે રોહિણી હોય;
અનાજ મોંઘું અલ્પ જળ, વિરલા જીવે કોય. ૧૧૮
શ્રાવણની સુદિ પક્ષમાં, જોયે સહુ દરસાય;
કે' ભડળી ક્ષત્રી લઢે, મરે પૃથ્વિનો રાય. ૧૧૯
શ્રાવણ વદી એકાદશી, જેટલિ રોહિણી હોય;
સમો નીપજે તેટલો, ચિંતા કરો ન કોય. ૧૨૦
કરે કૃતીકા કરવરૂ, રોહિણિ કરે સકાળ;
જો મૃગશર આવે કદી, દુકાળ તું સંભાળ. ૧૨૧
શ્રાવણ વદિ એકાદશી, ગર્જે મેઘ અધરાત;
જાઓ ઝટ પિયુ માળવે, જાઇશ હું ગુજરાત. ૧૨૨
શ્રાવણ વદી એકાદશી, વાદળ ઉગે સુર;
ભડળી તો એમજ ભણે, ઘર ઘર વાજે તૂર. ૧૨૩
ચિત્રા સ્વાતિ વિશાખડી, શ્રાવણ નવ વરસંત;
અન તુર્ત સહુ સંગ્રહો, બમણું મુલ્ય કરંત. ૧૨૪
કર્કજ ભીંજે કાંકરો, સિંહ અભીનો જાય;
ભડળી તો એમજ ભણે, કીડી ફરિ ફરિ ખાય. ૧૨૫
મીન શનીશ્વર કર્ક ગુરૂ, તોળા મંગળ હોય;
ઘઉં ગોરશાને ગોરડી, વિરલા વિલસે કોય. ૧૨૬

હોય શનીશ્વર મીનનો, કે તોળાનો હોય;
વિગ્રહ રાજા ક્ષય પ્રજા, વિરલા જીવે જોય. ૧૨૭

અખાછપયની ચાલ.

કૃષ્ણ પક્ષ શ્રાવણમાં દેખ, તોળા મંગળ હોય વિશેખ;
કર્ક રાશીએ ગુરૂ જો થાય, શુક્રસિંહ રાશી સોહાય;
તાળ નાહીં નવ વર્ષા જાણ, કાંઈ ન ઉપજે ભડળી વાણ. ૧૨૮

દોહરા.

મંગળ રથ આગળ અને, ચાલે પાછળ સુર.
મંદ વૃષ્ટી તો જાણીયે, વરષા નવ ભરપૂર. ૧૨૯
મંગળ આગળ પછિ રવી, જો આષાડે માસ;
ચોપદ નાસે ચાર દીશા, વિરલે જીવ્યા આશ. ૧૩૦
આગળ રવિ પાછળ કદી, ચાલે મંગળ જાય;
તો વરસે અન મોકળું, હર્ષ ઘણેરો થાય. ૧૩૧
આડદરા ભરણી રોહણી, મઘા ઉત્તરાદીન;
જો મંગળ અરધો લહે, વર્ષા તોલે છીન. ૧૩૨
તે તરવરણી વાદળી, કાજળ વરણી રેખ;
એ વરસે એ ઘર કરે, ભડળી તું એ દેખ. ૧૩૩
પવન થકયાં તેતર લવે, ગુરૂ હાંસજ દે નેહ;
ભડળી તો એમજ ભણે, તે દિન વરસે મેહ. ૧૩૪
મઘાદિ પાંચ નખેતરે, પાશ્ચમ ગુરૂને જોય;

ભડલી જાણે પે'લથી, પાણી પૃથ્વિ ન હોય. ૧૩૫

ભાદ્રપદ માસ દોહરા.

ભાદરવા સુદિ પંચમી, યોગ સ્વાતિનો હોય;
શુભ જોગે એ બે મળે, મંગળ વરતે જોય. ૧૩૬
ભાદ્ર માસ અજવાળિયો, લખો મુળ રવિવાર;
ભડળી ભાખે એમ જે, સાખી ભલી નિરધાર. ૧૩૭
દિન ઉગતો ભાદ્રવો, અમાંસને રવિવાર;
ધનુષ્ય ઉગે પાશ્ચમે, હોયજ હાહાકાર. ૧૩૮
ભાદરવો જગ રેલશે, છઠ અનુરાધા હોય;
ગર્ભ ઉભા પુંઠના કરે, વર્ષા ભડળી જોય. ૧૩૯

આશ્વિન માસ દોહરા.

સ્વાતી દીવા જો બળે, વિશાખા ખેલે ગાય;
ઘણાક ભડળી રણ ચઢે, ઉપજી સાખિન સાય. ૧૪૦
આસો વદી અમાંસડી, જો આવે શનીવાર;
સમય આવશે આકરો, જોશી જોશ વિચાર. ૧૪૧

અખાછપયની ચાલ.

મુળ નક્ષત્રો પાની હોય, શ્રવણ વળી રાખી તું જોય;
જા ચીવામાં ખેલે ગાય, તો સાખી નવ ખાલી જાય;
વિજયં દશમ જે વારી હોય, સંવત્સરનો રાજા સોય. ૧૪૨

. અથ વર્ષ ગર્ભ વિચાર. દોહરા.

જળચર જળ ઉપર ભમે, ગો નભ ભણિ જોવંત;
ભડળી તો એમજ ભણે, જળધર જળ મેલંત. ૧૪૩
પીતળ કાંસા લોહને, જો દિન કાળક હોય;
ભડળી તો તો જાણજે, જળધર આવે સોય. ૧૪૪
હોય પાણી કળસે ગરમ, ચલિયો ધુંજે નાંય;
ઈંડાળી કીડી દીસે, તો વર્ષા બહુ થાય. ૧૪૫
બોલે મોર મહાતુરો, હોય ખાટી જો છાશ;
પડે મેઘ મહિ ઉપરે, રાખો રૂડી આશ. ૧૪૬
પ્રાત સમે ડરડંબરા, રાતી ઉજળી હોય;
સુર્ય તપે બે પો'રમાં, દુકાળ તો તું જોય. ૧૪૭
શુક્રવારી જો વાદળી, રહે શનીશ્ચર છાય;
ભડળી તો એમજ ભણે, વિણ વરસ્યા નવ જાય. ૧૪૮
રાતે બોલે કાગડા, દિન બોલે શીયાળ;
તો તો ભડળી એમ કે', નિશ્ચય પડશે કાળ. ૧૪૯
રવિ અંગારા સુરગુરૂ, શશી શુક્ર પરિવેશ;
દિન જો ચોથે પાંચમે, રૂધીર વહ્યો ગણી લેશ. ૧૫૦
ઉગે સુર્યે પશ્ચિમ દિશા, ધનુષ ઉગતો જાણ;
તો દિન ચોથે પાંચમે, રૂંડ મુંડ મહિ માણ. ૧૫૧
ઉતરા ઉતર આપિયો, હસ્ત મોડી મુખ જાય;
ભીંજે ચીત્રા જો કદી, પ્રજા સુખી તો થાય. ૧૫૨

ધનનો સુરજ હોય તો, મુળાદિક વરસંત;
ગર્ભ સહિત જો જોઈએ, વર્ષાની નવ ચંત. ૧૫૩

અથ વર્ષ વિચાર. ચોપાઈ.

વીત્યા વસંત ત્રિગણાધાર, ધર તે માંહિ ગયા જે વાર;
ભાગ સાતનો લેતાં હોય, લક્ષણ તો વર્ષાનાં જોય. ૧૫૪
સાંધુ સુન્ય વધે કે ચાર, પાંચે વધે ત્રણ કાળજ ધાર;
ખટ બે એક છે સમભાવ, એવી જોશી સાખ બતાવ. ૧૫૫

સંક્રાંતિ વિચાર. દોહરા.

જેવારે રવિ સંક્રમે, અમાંવાસિયા હોય;
ખપ્પર હાથે જગ ભ્રમે, વીખન ઘાલે કોય. ૧૫૬
જેવારે રવિ સંક્રમે, સાતે ચોથે વાર;
અશુભ ટાળી શુભ કરે, જોશી જોશ વિચાર. ૧૫૭
બીજે ત્રીજે કરવરૂ, કુસુમ રસ મહુંગાય;
પે'લે છઠે આઠમે, પૃથ્વિ પ્રલે જાય. ૧૫૮
શીયાળે સૂતી ભલી, બેઠી વર્ષાકાળ;
ઉન્હાળે ઉભી ભલી, ચોખો કરે સુકાળ. ૧૫૯
રિકના તિથીને ક્રૂર દીન, બપોર અથવા પ્રાત;
સંક્રાતી સો જાનીયો, સંવત મોઘો જાત. ૧૬૦
જેષ્ટાઆરદ્રા શતભિષા, સ્વાતિશલેશા માહિ;
સંક્રાતિ તે જાણજો, મોંઘું અન વેચાહી. ૧૬૧

ચોપાઇ

કર્ક સંક્રમી મંગળવાર, મકરસંક્રમી શનીજ વિચાર.
પંદર મુહુર્ત વારી હોય, દેશ ઉજાડ કરે તું જોય.

વર્ષવર્તારા વિષે.

પુનર્વસુને રોહુણી, વીશાખા ત્રણ ભાળ;
ઉતરામાં જો સંક્રમે, કયે મુરતી પિસ્તાળ. ૧૬૩

ચોપાઇ.

ભરણી આડદ્રા અશ્લેષ, સ્વાતીશત ભીષા ગણિ લેશ;
સંક્રમશે જો જેષ્ટામાંય, મુરતીએ દશ પંચક થાય. ૧૬૪

દોહરા.

શેષ નક્ષત્રો જે રહ્યાં, મુરતી ત્રીશ જાણ;
સંક્રાતી મુરતી કહે, બાર તગુંજ પ્રમાણ;
યુકતવાર એક કરો, લાભ તિથીમાં જાણ;
ઘડી આદી દશ પંચશું, સંક્રાંતી મન આણ. ૧૬૬
નક્ષત્રો એ રીતશું, આંક એહના એહ;
એ રીતે ગણતાં કહું, નક્ષત્ર રવિનું જેહ. ૧૬૭
વેદવારમાં દિજીયે, તિથીમાં સાત મુકાય;
સારૂં સંવત્સર થશે, ચૌદ ઘડી જોડાય. ૧૬૮
સંવતાંશ શશિ ન્યુન છે, વર્ષ પેંત્રિશે જાણ;
શેષ રહ્યા તે શાકય છે, નિશ્ચય કહું છું વાણ. ૧૬૯

શાકમાં ત્રણજે ભેળિએ, ભાગ્ય પદારથ કામ;
શેષ રહે તે સાંભળો, કહીયે મેઘનું નામ. ૧૭૦
અવૃતિકા એક લહો. સવૃત્તિકા બીજેજ;
ત્રણ વધતાં તો પુષ્કરા, વેદે દ્રોણ લીજેજ. ૧૭૧
બાર ગણો સોકો કરો, ઓગણિસે હ્યો ભાગ;
શેષ રહે તે સાંભળો, અધિક માસનો લાગ, ૧૭૨
કૃષ્ણ પક્ષ જે માસમાં, પાંચમ દિન સંક્રાંત;
અધિક માસ તે આવશે, પંચાંગે નવ ભ્રાંત. ૧૭૩
વર્ષ રાજ ગુરૂ રાશીનો, દોનુ મેલિયે અંક;
નેત્ર ગણાં તેને કરો, ધરો પાંચ નીઃશંક. ૧૭૪
અંક સર્વે ભેગા કરી, પંદર ભાગે લેજ;
શેશ રહે તે સુણજે. સર્વે આયપદ એજ. ૧૭૫
અંક ભાગ લેતાં રહ્યા, શેષ આંકડા હોય;
નેત્ર ગણાં તેને કરો, પંચ ભેળવી જોય. ૧૭૬
લેતાં પંદર ભાગથી, વરો વચ્ચેથી જાણ;
પ્રકાર એથી કિજીયે. બારે રાશી પ્રમાણ. ૧૭૭
સુદ પડવે જે ચૈત્રની, જે વારી તે રાય;
મેષે મંત્રી જાણજે, કર્ક અનેશ્યો થાય. ૧૭૮
આકડા જે વાર છે, મેઘાધીપતિ એહ;
પ્રભવે સંક્રાતિ તુલે, રસાધીપતી તેહ. ૧૭૯

ધનધાને પશ્ચાતમાં, મકરકૂળાપતિ જાણ;
તૃણકર્કથી જાણવો, દંડપતી મન આણ ૧૮૦
દીવાળી જે વારમાં, ધનાધીપતી થાય;
કાર્તિકી સુદીની પંચમી, કોટવાળ કે'વાય. ૧૮૧
પડવો સુદિ આસો તણો, સેના નાયક સોય;
મિન દુર્ગેષ્યો કીજીયે, કાળી રોહિણી હોય.

ગ્રહણ વિચાર દોહરો.

જે નક્ષત્રે રવિ તપે, અમાંવાસિયા હોય;
પડિવા સાજી જો મળે, સુર્ય ગ્રહણ તવ જોય. ૧૮૩
ચંદ્ર થકી રવિ સાતમે, રાહુ થકી એકાંત;
ચંદ્ર પર્વ એ જાણજે, વણ વર્ત્યાની ભ્રાંત. ૧૮૪
મે'નત ઝાઝી ના કરીશ, હૈડે હામ ઉતાર;
ચંદ્ર થકી રવિ વેગળો, પર્વ એટલી ઘડી ધાર. ૧૮૫

ચોપાઈ.

માસ કૃષ્ણ જો તિજ અંધારી, લેજે જોતિશ તું જ વિચારી
તે નક્ષત્રે જો પુનેમ, ચંદ્ર ગ્રહણ કાંઇ નવે'મ. ૧૮૬
કર્ક રાશિએ મંગળવાર, ગ્રહણ પડયાં દુરભિક્ષ વિચાર;
ગુરૂવારે ધન જો વરસાય, સ્થાવર વારે રાજા જાય. ૧૮૭
એક માસમાં ગ્રહણો બેય, નિશ્ચય અન મહરગો કેય;
આથમ તો ઉગ્યોજ ગ્રહાય, એ ચોખ્ખીનવ સાખિ કથાય.

દોહરા.

આડદ્રા ભાદ્રા કૃતિક, અશ્લેષાજ મઘાય;
ચાંદો ઉગે બીજનો, નર સુખ શું ન કરાય.

ચોપાઇ.

મઘા મૂળ અનુરાધા એવ, પુષ્ય પુનર્વસુ જો શનિદેવ;
હાહાકાર મચે વૃહદ મંડ, ભડળી પડશે કાળ પ્રચંડ. ૧૯૦

શનીચક્ર ચોપાઇ.

શનિ ચક્રની કહુ સાંભળ વાત, મેષ રાશિ કીજે ગુજરાત;
વૃષમાં કરે નિરોધા ચાર, જાણો ગઢ આબુ ગિરનાર. ૧૯૧
મિથુનને પીંગલને મુલતાન, કર્કે કાશ્મિર ખોરાસાન;
જો શની સિંહ્યા કરે સિરંગ, ગઢ દીલ્હી તો હોયજ ભંગ
જો શની કન્યા કરે નિવાસ, તો પુર્વે કઈમાળવ નાશ;
તુળા વૃશ્ચિકે જો શની જાય, મારવાડ નવ કાટિલાય.૧૯૩
મકર કુંભમાં જો શનિ થાય, આપ્યું અનજ કોઈન ખાય;
જો ધન મીન શનિશ્ચર જાય, પવન હોય પાણી ન વરસાય.

દોહરા.

ગણ નવ ત્રણસેં સાઠ દિન, ના કર લગન વિચાર;
ગણ નવમી આષાડ વદી, હોશે કોણે વાર. ૧૯૫

ચોપાઇ.

ડગે ભોમ જગ, રવી અકાળ, બુધે સમો ભાવજ સંભાળ;

સોમ શુક્ર સુગુરૂનો જોય, ભુમી ફુલ ફળંતી હોય.

મુહુર્ત વિચાર ચોપાઇ.

રવિ તોળે નવ ગમન કરાય, સોમ મિથુને પગ ન ધરાય,
મંગળ કર્કે તું ગંજન જાણ, બુધને કુંભે ક્ષયજ પ્રમાણ. ૧૯૭
ગુરૂ કન્યા નવ ગામ જવાય, ધન શુક્રે પણ દુર તજાય;
મીન શનિશ્ચર જોશી જાણ, સહેદેવ અવયોગ પ્રમાણ.

વિષયોગ ચોપાઇ.

પડવો છઠ એકાદશિ જાણ, વાર શનીકે મંગળ ભાણ;
કૃતિકા શ્રવણ અશ્લેષા સાથ, જન્મે વખ કન્યા કહિ ગાથ.
મરે આપ કે માતા નાર, પિતા કુટંબે એથીજ ભાર;
બ્રહ્મા વિષ્ણુ જાને જાય, ચોરીસાંથી વરને ખાય ૨૦૦

જ્વાળામુખ્યો યોગ ચોપાઇ.

પડવે મુળ ભરણી પાંચમ, રોહિણિ નવમી કૃતિકા આઠમ
દશય અશ્લેષા તું વાંચ, જ્વાળામુખિ નક્ષત્રો પાંચ. ૨૦૧

દોહરો.

જણે માત જીવે નાહીં, વસે તો ઉજડ થાય;
નારી પેહરે ચુડલોં, બાંધ્યુ સમુળો જાય. ૨૦૨
વાવું તો ઉગે નાહીં, નીર કુવે નવ થાય;
એ નવ જાણ્યું જોશિયા, જોશ કેમ જોવાય. ૨૦૩

ચોપાઇ.

ઉતર હસ્તને દક્ષિણ ચીત્ર, પુર્વ રોહિણિ સુણ હો મીત્ર;
પશ્ચિમ શ્રવણ ગમન નવ ચર્ણ, હરિહર બ્રહ્મ પુરંધર મર્ણ
પાંડવ ઉતર ગયા વનપાળ, પુર્વે બળિ ચાંપ્યો પાતાળ;
દક્ષિણ હરિ રાવણ સીતાજ, પશ્ચિમથી અગસ્ત ન આવ્યા

સામોકાળ ચોપાઈ.

દીજે ઉગ પુર્વે જેહ, અનુક્રમે ફેરવિયે,તેહ;
જયાંહીશની ત્યાં કાળજ ધાર, સામો પાસ તુ કાળ વિચાર

તિથીવારના અવયચોગ દોહરા.

પડવે સ્થાવર પરહરો, બીજે તો ભ્રગુવાર;
ત્રીજે સુરો વરજીયે, ચોથે બુધ નિરધાર. ૨૦૭
ભોમ પાંચમે પરહરો, છઠ રૂધિરમાં જાણ;
એમજ તિથીને વારનુ, શનિ. કહ્યું પ્રમાણ. ૨૦૮
ચડયો બળી વાળી હણ્યો, રામ ભમાડયા રાન;
ઝટ જમડા લે તેહને, કળી કાળ તું માન. ૨૦૯

ચંદ્ર જોવા વિશે. અખાછપયની ચાલ.

પંચમ જન્મો, ત્રીજો શીશ, છઠો આઠનાંમો પિઠદીશ;
સાત બારમો પાય ધરીજ, ચોથો બીજો હાથ કહીજ;
દશ અગિઆરો રૂદે ધરાય, ચંદ્ર એમજ રીતે કે'વાય.

ચોપાઈ.

શીશ ચંદ્રમા દ્રવ્ય બંધાય, હાથે હ્રદયે ઘણુ સુખ થાય;

પાય ચંદ્ર તો કલેશ જણાય, પીઠ ચંદ્રમા મર્ણ બતાય.

ચુડાના મુહુર્તની તિથીવાર દોહરા.

સોમ શનિશ્ચર ચુડિલો, જો રાતો બુધવાર;
નિશ્ચય તે કામની મરે કે એનો ભરથાર. ૨૧૨
ચોથ નામને ચૌદશી, જો પે'રે ગજદાંત;
મરે તોય તે કામની, મરે કંથ નવ ભ્રાંત. ૨૧૩

શકુન વિશે છીંક વિચાર. ચોપાઇ.

હવાં સુણો સહુ છીંક વિચાર, સકળ શુભાશુભમતિ અનુસાર
છીંક પુઠની કુશળ ઉચ્ચાર, કારજ એથી સરે નિરધાર.
સનમુખ છીંક કરાવે રાડ, છીંક દાહિની દ્રવ્ય નસાડ;
ઉંચી છીંક ગણો જયકાર, નીચી છીંક થકી ભયધાર.
છીંક આપણી બહુ દુખદાઇ, એવી છીંક વિચારો ભાઇ.
છીંક સુંઘણી છળ કરિ લીન, છીંક ખોટી જાણો ફળહીન

દોહરા.

વાંઇ ઉચી પીઠની, છીંક કહી સુખકાર;
નીચી સનમુખ દાહિની, આપણી છીંક અસાર.

શ્વાનના શુકન સોરઠો.

દક્ષિણ પગથી શ્વાન, દક્ષિણ અંગ ખુજાળશે;
આંખ કુસ્વકર કાન, રિદ્ધી વૃદ્ધિ જય સુખ ગણો.

દોહરા.

દક્ષિણ પગથી શ્વાનજો. ખણે ખાજ નિજ શીશ;
રાજ લાભને ઉદર સુખ, કંઠ ગુહાધન દીશ. ૨૧૯
હૃદય કંધ આદર અધિક; નાક મહા સુખકાર;
પિઠથી વાહન લાભ છે, દીસે સુખ અપાર. ૨૨૦

સોરઠો.

એ અંગે જો શ્વાન, ખાજ ખુજાળે વામથી;
તો ફળ અશુભજ માન, કાજ કરો નવ કો તમે.

દોહરા.

ગમન સમે જો શ્વાન નિજ, ફફડાવે કદિ કાન;
હોય અશુભ ફળ કામનું, શાસ્ત્ર ભાખી માન. ૨૨૨

સોરઠો.

શ્વાન ધુણાવે અંગ, લોટે મહીપર કે પછી;
હોય ધારણા ભંગ, એજ શકુન ભુંડા ભણ્યા. ૨૨૩

દોહરો.

શરાભ મહિષી નર ચઢ્યો, લડતી મળે મંજાર;
શ્વાન મહિષ માણસ લઢે, એ સહુ અશુભ વિચાર. ૨૨૪

ચોપાઈ

એક શુદ્ર બે વૈશ્ય અસાર, વીપ્ર ત્રણ ક્ષત્રીમુણચ્યાર;
સનમુખ આવે જો નવનાર, શકુનભલા તું એજ વિચાર. ૨૨૫
દર્શન નકુલનું જો કદિ થાય, અથ સરે સંપતિજ બતાય;

કુશળ હોય ઘરમાં સહુ જાણ, પુરામનોરથથાય પ્રમાણ. ૨૨૬
વામ ભાગ લે ચકવા ચાર, શુભ તે શકુન તુજ મનધાર;
કહુંછું બીજા શકુન હુ સુખકાર, ચીત દઈ સુણજો નરનાર

સમસ્ત શકુન—ચોપાઈ

ગમન સમાની વાત જુદીજ, શૂકન ભલા સુખકર ગણિલીજ
સહુજવાયુસુખદમન જાણ, હોય ત્રિવીધી અનુકુલ આણ.
પૂરાં સર્વ મનોરથ હોય, શકુનતણું ફળ તું શું જોય;
લેજ સુહાગીણિ સુ મન ઉછંગ, ભરિ આવે ઘટકોજળગંગ
મળે આવતી આ શિતિનાર, તો શુભ શકુન નકી તું ધાર;
સરે શકુન જોતાં સહુકાજ, મેળ બહુ છે શકુન તણાજ.

દોહરા.

ભમરી બોલે ચાલતે, એ તુ શકુન શુભ જાણ;
નકી બતાવે હે પ્રિયા, હોશે કાર્ય પ્રમાણ. ૨૩૧

ચોપાઈ.

દીસે કોયલ તરૂને ડાળ, શુભ કારજ થયું એ સંભાળ;
દહીં માછલી જો સામું થાય, શકુન સમું નવ કોઈ ગણાય.
મળે વિપ્ર પોથી લઈ બેય, થયું કાર્ય મુખથી તું કે'ય;
શકુન અવર સુણજો સુખકાર, લાભ મળે નવ જેમાં વાર.
સન્મુખ વત્સ ધવાડે ગાય, અવર એથિ શું શકન ગણાય
શકુન એજ સહુમાં ગણ શ્રેષ્ઠ, ફળ નવ પામવું જેથી નેષ્ટ.

દોહરા.

મૃગ ફૂળો ડાબી દઈ, પાસ કદી ચાવંત;
મળે બહુ ધન ભોમને, આદર ભાવ મિલંત. ૨૩૫
એકજ બકરો ને વૃષભ, પાંચ ભેંશ ખટ શ્વાન;
ત્રણ ગાયો ગજ સાત તજ, એ નવ સુખ કર માન.

ચોપાઇ

બોલે તેતર પ્રાત સમેજ, ગમન સુખેકર કાંઈ ન ભેજ;
દક્ષિણ બોલે જો બે પ્હોર, સુખ તેથી બહુ સારો શોર.
કાળી ચકલી ઉલ્લુ શ્વાન, શશાભ ગીધ વળી કાગનું માન;
ચાલંતાં ચાલે દેખાય, ધન પ્રાપ્તી ભડળી કે' થાય. ૨૩૮

દોહરા

શ્યામ ચકલિ વામે દિશે, બોલે તું સુખકાર;
નાદ સાયને ઘો તણો, દર્શન દુખ અપાર. ૨૪૦
આવે દક્ષિણ વામથી ચકલી ભલિ ચાલંત;
દક્ષિણ ચાલે શુભ ગણો, અશુભ સાહૂ ટાલંત.૨૪૦
વામેથી દુર શબ્દથી, મન વાંચ્છિત ફળ હોય;
આગળ દક્ષિણ પૂઠળે, મહા અશુભ તું જોય. ૨૪૧
વામ દક્ષિણાં નહિં ભલાં, શીંછ રોગિ સોનાર;
શિયાળ બોલે ચોદિશા, સાંજે અશુભ વિચાર.૨૪૨
ફેલાવે નિલકંઠ પર, દેખે જો જન કોય;
પો'ચે પ્રાણી કુશળથી, કારજ પુરૂં હોય. ૨૪૩

ચોપાઈ.

નીલકંઠપર ફેલાવંત; વામેથી દક્ષિણ આવંત;
પંથીને પ્રાતઃસુખ દાઈ, જાપોરથી વામે શુભ ભાઈ.૨૪૪

દોહરો.

જો બોલે વાયસ નકી, મીઠે સૂર પ્રસન્ન;
શુભ ફળ તો જાણિયે, પ્રાપ્ત થાય ધન અન્ન.૨૪૫

ચોપાઈ.

દક્ષિણ સસલાથી જાય ધાર, આગળ બોલે તો સુખકાર;
બોલે પીઠ ગમન ન થાય, દર્શનનોજ નિષેધક થાય.

દોહરો.

જો વામેથી દક્ષિણે આવે મચ્છો લઈ;
પ્રભાત રૂપા રેલતો, ધન પ્રાપ્તી સુખ દઈ. ૨૪૭
દક્ષિણથી વામી તરફ, આવે બાડુ હિડતાલ;
સાંજે રૂપા રેલ તો, સુખનો બેસે તાલ. ૨૪૮

સોરઠો.

પશુ કે જીવ પ્રભાત, સાંજે મહદારી સુખદ;
ગણ આ સાચી વાત, એથી ઉલટે દુખ બહુ.૨૪૯

દોહરો.

મૃગ વામેથી દક્ષિણે, આવે જો તતકાળ;
લક્ષ્મી તણી પ્રાપ્તી કરે, ચાલે પ્રાતઃકાળ. ૨૫૦

દક્ષિણથી વામા હરણ, આવે સહુ તો જાણ;
મળે સુખ બહુ ઝટ નકી, ચાહ્યે સાંચ પ્રમાણ. ૨૫૧
સુકા વૃક્ષપર સુર્ય ભણિ, વાયસ કરે વિલાપ;
કઠોર બોલી વાણી તો, હોય બહુ ગણતાપ. ૨૫૨
લોમડી દહિયા દક્ષિણે, દેખે જો કદી કોય;
મન વાંચ્છિત ફળ ઝટ મળે, નવ વાંધો કદિ હોય. ૨૫૩

સોરઠો.

મયુર બગ સુખકાર, જોતાં સારા શુકન છે;
પીક કુકડો શુકધાર, વામા બોલે તો ભલાં. ૨૫૪

દોહરા.

ગણાય જાતાં અપશુકન, આવંતાં સુખદાય;
જાતાં જે છે શકુન શુભ, આવ્યે ભલા ન થાય.

સોરઠા.

શકુન શુભાશુભ જમ, હોય પાસ તો તેવુ ફળ;
દુરથી દુરજ એમ, કહે ભડળી સેંદેવથી.
ઉતર અને ઈશાન, પ્રાત:કાળે પુર્વ દિશ;
ભલિ સાંજે તું માન, નૈરૂત્ય પશ્ચિમ દક્ષિણી. ૨૫૭

દોહરા.

ગમન સમે પક્ષી રટે, બેશી વૃક્ષફળ કોય;
દિશા રૂડીમાં તો રૂડું, અશુકન નાખે ખોય. ૨૫૮

### શકુનવાસ દોહરા.

આદિતવાર ચમારઘર, હજામ શનિયે વાસ;
મંગળ દિનઘર કાછિયા, બુધે ધોબીની પાસ. ૨૫૯
ગુરૂવારે બ્રાહ્મણ ઘરે, વણિક ઘેર ભૃગુવાર;
શનિવારે ગણિકા ઘરે, વાસ શકુનનો ધાર. ૨૬૦

### ચોપાઈ.

ગયે નિશા કઈ હોય વિચાર, અક્ષત જળ પુંગી લઇ ધાર,
આવે બોલ રૂડાથી ઘેર, શુકના શુકન તણી એ પેર. ૨૬૧
પુંગી અક્ષત તોય ચઢાય, નિજ કામે ભડળી કે' જાય;
પુછે તેને વાર શમેત, ફળ મળશે નાહીં છે સંકેત ૨૬૨
બોલે શની રવી મંગળ વાર, અગ્નિ વાયુના દુખમાંધાર;
શોમ બ્રહસ્પતિ ભ્રગુ એ જાણ, તન ધન નારી સુખ તુપ્રમાણ
મળે બેય શુભમાહ શુભ ભાઇ, બેજોઅશુભ માહાદુખદાઇ;
શુભ અશુભ મળે મધ્યમ ભાખ, વિચાર તું આ મનમાં રાખ

### છાવકી અને કરકાંટા વિચાર દોહરો

પડે છાવકી અંગપર, કરકાંટા ચઢિ જાય;
વાર તિથી નક્ષત્રનું, ફળ સહુ હવાં જણાય

### તિથીફળ દોહરો

પડે છાવકી જો પડે, સરર ચઢે જો અંગ;
રોગ વધારે વેગથી, કરે શકતીનો ભંગ ૨૬૬

ચોપાઈ.

દ્વિતિયામાં ધનરાજ બતાય, તૃતિયામાં પણ લાભજ થાય;
નકી ચુતુરથી એ બહુ દુઃખ, પંચમિ તૃષ્ટી અનનું સુખ.
સપ્તમી આઠમ દશામી નામ, સુખે ન રેશું થાયે કામ;
પુત્ર લાભ એકાદશી હોય, દ્રવ્ય લાભ દ્વાદશીયે જોય.
ત્રયોદશીએ આવે સિદ્ધિ, ચતુર્દશી નાસે સહુ રિદ્ધિ;
અમાશા પુન્યે ધનમતિ જાય, સરઠ ચઢે ફળ અશુભ જણાય

વારફળ દોહરા.

શની રવી મંગળવાર દિન, મૃત્યુ બહુ ભય હોય;
સોમ બુધ ગુરૂ શુક્રમાં, લાભ ઘણેરો જોય. ૨૭

નક્ષત્ર વિશે ચોપાઈ.

અશ્વનીમાં આરોગ્ય બતાય, ભરણી માંહી રોગ બહુ થાય
કૃતિકા દ્રવ્ય નસાડે જાણ, સંપતી મૃગશીર રોહિણી માણ
આડદ્રાથી મૃત્યુજ જોય, પુષ્ય પુનર્વસુ ધન બહુ હોય;
અશ્લેષાથાક જીવ વિનાશ, મઘાય પુર્વા જીવન આશ;
ઉતરા ચીત્રા હસ્તજ સ્વાતિ, ઘરમાં સહુ શુભ કાંઇન ભ્રં
કરે વિશાખા ધનનો નાશ, અનુરાધામાં રાજયની અ
જેષ્ટા જો નક્ષત્રજ હોય, મૃત્યુ તણી ભીતી તો જોય;
મુળ પુર્વાષાડા એ જાણ, અને ઉતરાષાડા આણ. ૧
શ્રવણ તારકો એથી સાચ, હોય સુખમાંનો ભલિવ

શુભ ફુલ દે એ મનમાં ધાર, સાર ગુણ તું સર્વ વિચાર.

દોહરા.

જાણ ધનેષ્ટા શત ભિષા, મૃત્યુદાયક હોય;
પુર્વ ભાદ્રથી ઉત્તરા, વિજયકાર નકી જોય. ૨૭૫
રેવતી આયુશ દાયની, જાય એ થકી રોગ;
છાવકીનો વળી શરઠનો, આ શાહુ કથિયો યોગ. ૨૭૬

લગનફળ ચોપાઈ.

મેષ શુભ, વૃષ પશુના સંન, મિથુનેરોગ બહુજ વધંત;
કલેશકર્કસિંહે સુત લાવ, કન્યા ધનથી કરે ન નિભાવ.
તુળા અપાવે બહુ ધન જાણ, વ્રશ્ચીક વસ્ત્ર લાભ મન આણ;
ધન વળી મકર બહુ ધન દેય, કુંભ વસ્તુની હાની કેય;
મીન લગનથી જાણ ન સુખ, સંતાપે બહુ ગણું હું દુખ;
શુભાશુભ સુણી ફળ મન ધાર, કે' ભડળી કર પ્રથમ વિચાર

